# .કંઠ મહાદેવના ગરબા.

આ પ્રાંતના શીવભકતોને કાજે.

૧

## કવી પ્રભાશંકર શામળજી.

છપાવી પ્રસીદ્ધ કરનારે.

દોહેરો.

મહાદેવના, દરશનને જે જાય;
પરમ પુન્ય પાવે અહા, જય જય જય જય થાય. ૧

## અમદાવાદમાં

.ી વજો મધ્યે યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ
.સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપ્યું.

સંવત ૧૯૨૯.

કીમત એક આનો.

# उतकंठ महादेवनो गरबो.

પ્રથમ પારવતીના પુત્રને પાએ નમુરે લોલ.
એ રાગ.

શંભુસુતને આરાધું આજ હેતથીરે, લોલ.
શાણી વાણી જાણી દીજીએ સંકેતથીરે, લોલ ૧
અજ તનયા તમે રસના વસોરે, લોલ
કહુંછું એક એક નેકથી નખસોરે, લોલ ૨
ગરબો ગાવુંછું પરમ શીવજી તણોરે, લોલ.
સ્કંદ પુરાણે તેનો મહીમા ઘણોરે, લોલ. ૩
સાર જોઇને સંક્ષેપ કરી વરણવુંરે. લોલ.
શંભુનાથ ને ઉમાની શંગે પરણવુંરે, લોલ. ૪
અંતદ્વાપુર પછી તે કળી બેસતાંરે, લોલ.
દેવ સદનમાં દીઠો કળી પેસતાંરે, લોલ. ૫
ભ્રષ્ટ કષ્ટ કીધા દેવ સહુને તહીરે, લોલ.
દેવઆવીઆ તે નૈમશારણે સહીરે,લોલ. ૬
જપ તપ યજ્ઞદાન ધ્યાન ધરે ઘણુરે, લોલ.
કળીયુગથી ત્યાં જવાય નહી ક્ષણુરે, લોલ. ૭
ઉતકંઠતો આવીને વસ્યા અહીંરે, લોલ.
જ્યાંહાં જાબલી ૠશી બેઠા તહીંરે, લોલ. ૮
તપ કીધાથી ત્રીલોક લાગ્યુ ડોલવારે, લોલ.

નવ નાથ હાથ જોડી લાગ્યા બોલવારે, લોલ. ૯
ઈંદ્ર ચંદ્ર ને આદીત શેશ આવીઆરે, લોલ.
રૂશી જાબાલીને મન તેતો ભાવીઆરે, લોલ. ૧૦
નહીં સારદાને નારદતો આવીઆરે, લોલ.
વીણા વાજીત્ર અનંત સંગ લાવીઆરે, લોલ. ૧૧
મહરાજ રૂશીરાજ સહુ આવતારે, લોલ.
ધુપ દીપને નૈવેદ તેતો લાવતારે, લોલ. ૧૨
વીશ્નુ વીરંચી પધારચા પછી પ્રેમથીરે, લોલ.
પુછે વાત રળીઆત થઇ નેમથીરે, લોલ. ૧૩
માંડયું તપ શેશી અપ જપ જાપીઆરે, લોલ.
આજ થકી ઉતકંઠ અહીં થાપીઆરે, લોલ. ૧૪
સીંહ રાસીના ગુરૂતે થાય જયાહરેરે, લોલ.
દેવ ગોદાવરી સહુ જાય તાહરે રે, લોલ. ૧૫
પાંચ દીન રહે બાકી પછી વરસમાંરે લોલ.
ઉતકંઠમાં આવે તે દેવ હરશમાંરે, લોલ. ૧૬
વર આપીને વીદાય થયા દેવતારે, લોલ.
રહ્યા જોગી થવા ભોગી સુર શીવતારે, લોલ. ૧૭
વેત્રવતી અતી ગતી વહે તહીંરે, લોલ.
ગંભીર નીર તીરથે ગાજે સહીરે, લોલ. ૧૮
અદભૂત ભૂત તૂત ત્યાં ભારે ભમેરે, લોલ.
ઉતકંઠ મહાદેવને ઘણું ગમે રે, લોલ. ૧૯
સ્નાંન જળ સ્થળ નુતો જડે નહીરે, લોલ.

ધુપ દીપ આરતીતો ખડે નહી રે     લોલ. ૨૦
ત્રણ ગાઉત્યાં કેદારે વશ્યાં વાસથીરે.   લોલ.
ત્યાંહાં જાનવી ફરેછે ચાર પાસથીરે લોલ. ૨૧
વેત્રવતીમાં માંનવ નાહ્ય નેહથીરે, લોલ.
ઉગ્ર પુન્યનો ઉદય થાય તેહથીરે,     લોલ. ૨૨
પાપ તાપને હરે છે નીઝાંઝરી રે,     લોલ.
સુખ સરવને આપેછે એ સુંદરીરે, લોલ. ૨૩
જય જાબાલી તણો તે મુખ ભાખીએરે લોલ.
ઇશ નીશ દીશ નામ મુખ રાખીએરે, લોલ. ૨૪
પ્રભાશંકર કહેછે પ્રીત રીતથીરે,     લોલ.
ગાવો ગરબો તે આણી એક ચીતથીરે, લોલ. ૨૫

## ગરબો ૨ જો.

શ્રીસતગુરૂએનમઃ અથ ઊંટડીઆ મહાદેવની
ઉતપતી વીગરે પંચ તીથીનો ગરબો.
રાગ ચાલતો.

ગુરૂ ગણ પતીને પાએ પ્રથમ લાગીએરે, લોલ.
ગાવા ગરબો મહાદેવનો મન માગીએરે, લોલ. ૧
શુણી શ્રવણે ને વાત વરણી ગાઉછુરે.  લોલ.
પાંગુળ ચઢવાને ઝાડ પાહાડ ચાહુછુરે,  લોલ. ૨
આદ્ય વાત એક છેક છેડેથી કહુરે,     લોલ.
પુરણ ભાગ્ય ભુતળમાં આ ભોમનીલહુરે, લોલ. ૩
... અંગદીસે ડુંગરા ગગંનમાંરે,     લોલ.

ધરમ ધામ નામહેડંબાના વંનમાંરે, લોલ. ૪
નદી નીર તીર વાતરેજ વહે સદારે, લોલ.
વીકટ વંન વાટ પાધરી નકો કદારે, લોલ. ૫
ટીબાં ટેકરા ને ઝાડ પાહાડ આડછેરે, લોલ.
ભલાં ભાઠાંને કોતર કરાડ છેરે, લોલ. ૬
મોટી ધોધોને ભેખડો તણાય છેરે, લોલ.
પાંહાંણુ પાંણીને પાંદડાં જણાયછેરે, લોલ. ૭
મઘર માંછલાંને અજગજ અરૂણીઆંરે, લોલ.
વસે વાઘ સીંહને વરૂ વરણીઆંરે, લોલ. ૮
સ્વાંન શુકર સીઆળ મેઢાં મેઢીઓંરે, લોલ.
વીંછી વાદેરાંને શાપ રોઝ ગેંડીઓરે, લોલ. ૯
મોહોટા મમત જે ધીર વીરમંનમાંરે, લોલ.
વળી રાક્ષસ ઘણા વસે એ વંનમાંરે, લોલ. ૧૦
દેવી દેવ જોગી કોને પુરણ પેખીએરે, લોલ.
વીકટ વંન વાટ દુરથકી દેખીએરે, લોલ. ૧૧
શુંઠ આધી નથી માએ હાંમ ઘાલીએરે લોલ.
હેવુ વંન દીઠુંજી રૂશી જેઆલીએરે લોલ. ૧૨
ભરત ખંડમાં આ ભોમપે કીધી દઆરે, લોલ.
હેવુ વંન વીકટ જોઇને રૂસી રેહારે લોલ. ૧૩
તપે તેજનુ સીમાંણુ અરૂણ અંગનુરે, લોલ.
ધરે ધ્યાંન કરે સ્નાંન પાંન ગંગનુરે, લોલ. ૧૪
રહે શુંનમાં ન ઘંટ શુણે ગાજતારે. લોલ.

શુ સીમંનથી અહી સદા બીરાજતા રે, લોલ. ૧૫
ભોગ સાખ્ય જોગ ત્યાગ કષ્ટ કાયને રે, લોલ
દીઠી દુરથકી ઝરતાં એક ગાયને રે. લોલ. ૧૬
ગાય દુધ નીતરી ગમાંને ગહારે, લોલ.
રશી તહીથી ચાલીને આવ્યા અહીરે લોલ. ૧૭
ઝાંખી જોતાંમાં ઝાઝણુ જણાય છેરે, લોલ.
ઘણા લીંગ જોતીકાસના ગણાય છેરે, લોલ. ૧૮
ધુપ દીપને નૈવેદ આરતી ધરારે, લોલ.
ભરી ભાવશુ ને માંનસી પુજા કરીરે, લોલ. ૧૯
હેને તપેથી પ્રસન્ન સદાસીવતો રે લોલ.
કરે રૂસીજીનુ ભક્ષ રહે જીવતોરે, લોલ. ૨૦
એમ કરતાંમાં જોગ બની જેટલેરે, લોલ.
હવાં એ કથા તો અહી રહી એટલેરે, લોલ. ૨૧
ગુરૂ સહીંના થઆ ને જાતરા ભરીરે, લોલ.
બીજા દેવ રૂસી તે ગયા ઘોધાવરીરે, લોલ. ૨૨
સ્નાન પાન પુંન દાંન કરી ને વળારે, લોલ.
ગયા એકઠા ને એક એક ને મળારે, લોલ. ૨૩
કરોડ તેતરીસ દેવ શંગ શારછેરે, લોલ.
રૂસી આઠ્યાંદ ચુવોતેર હજારછે રે, લોલ. ૨૪
થઆ એકઠાંતે તે વંનમાં સભા સહીરે લોલ.
તેમાં રૂસી જેબાલીને દીઠા નહીરે, લોલ. ૨૫

રૂસી દીઠા નહી તે પુછ્યા ફાવીઆરે, લોલ.
સરવ ગરવે અહીને અહીં આવીઆ રે. લોલ ૨૬
કરો કપટે પરણાંમ પાય લાગીઆ રે. લોલ.
કર જોડી વીદાઅગરી માગીઆરે. લોલ. ૨૭
મુની મળવા આતુર ભાવ લાવીઆરે. લોલ.
ફરી શાભતા ને કહુ ભલે આવીઆરે. લોલ. ૨૮
દેવ નીરમુખ જાએ તમારા વાટશુરે. લોલ.
કરો ભીક્ષાને વળતી વળો વાટશુરે. લોલ. ૨૯
સઉને યાદ આવી વાત ગજ ગાતનીરે લોલ.
પડી મોટી વીમાંસણ એ વાતનીરે. લોલ. ૩૦
બીહાના બાંમણા ના શુર રહું શુરમાંરે. લોલ.
આપ દેહને ભસ્મ ભળે ઝુરમાંરે. લોલ. ૩૧
મળ્યા એકઠાને સુજ કળીના પડેરે. લોલ.
માટે હેવું કહો જે જવાપ ના જડે રે. લોલ. ૩૨
રજા આપીએ રૂષી જવાબ વાસનેરે. લોલ.
પાંના પોથીઓ પુરણ રહ્યાં આસને રે. લોલ. ૩૩
બીજું વ્રીત એક વીસ્વ નાથનુ સહીરે. લોલ.
દરસન પાખી અન પાણી લેવુ નહીરે. લોલ. ૩૪
સ્નાન કરી આવોજી કહું જે બાળીએરે. લોલ.
પછી પંથ પળશો તો નહી ખાળીએરે. લોલ. ૩૫
ગંગા નાહાવા ગયા તે સંગ રંગમાં રે. લોલ.

રૂષી હારચા જાંણોને તે ઉમંગમારે. લોલ. ૩૬
મોઠું બોલીને પેટમાંહ પાંખીઓરે. લોલ.
કરે થેકડી તે હાથ લેઇ તાપીઓરે. લોલ. ૩૭
દેવ રૂસીને જ્ઞાન શાસ્ત્ર વાધીઆરે. લોલ.
અહીઆં રૂસીએ નાથ ને આરાધીઆરે લોલ. ૩૮
જ્ઞાન કરેને ખાય ગોથી ગોથીઓ રે. લોલ.
નદી નીરમાંથી હાથ આવી પોથીઓરે. લોલ. ૩૯
પાંમ્યા વીસમેને દોડી આવા બારણેરે. લોલ.
શુક્ર આસને તે બેઠા સંધાકારણે રે. લોલ. ૪૦
થઆ હાબને ભુલી ગઆ ભાંનનેરે. લોલ.
ભુર શુરને અરગ પ્રદાંનનેરે. લોલ. ૪૧
લીધી પોથીઓને શુકરે આવી ચઢચારે. લોલ.
પગ ઢીલાને મોહોડેથી કારી પડયા રે. લોલ. ૪૨
દેવ વીપ્રના તે વૃંદ સઉ શાથને રે. લોલ.
રૂસી કહે જે જાવ જુવો નાથ નેરે. લોલ. ૪૩
જઇ જુવે તો કુંડ દીઠો કારમોરે. લોલ.
પુરણ બ્રમહો પ્રકાસ તેના સારમાંરે લોલ. ૪૪
ચુકી જોવાને જાય કંઇક જાંણીએ રે. લોલ.
કહુ વીસ્વ નાથધ્રુ આકાસ વાંણીએરે. લોલ. ૪૫
આધ્ય અંત મધધ્રુ હું કઇ કાળથીરે. લોલ.
વળી બોલ બીજો એ થયો પાતાળથીરે. લોલ. ૪૬

ત્રીજીવાર સબ્દ થયો માહા શુંનથીરે. લોલ.
પુરણ બ્રમ પ્રગટ્યા મુનીના પુનથીરે. લોલ. ૪૭
ગયો સંઘે ને નુંન ના રહી રતીરે. લોલ.
કીધુ ધુપ દીપને નૈવેદ આરતીરે. લોલ. ૪૮
કરે પશ્ચાતાપ આપણે અભાગીઆરે. લોલ.
બાહાર આવી માહા મુનીને પાય લાગીએરે લોલ ૪૯
નમી બોલ્યા તે દેવ રૂસી નેમશુરે. લોલ.
ચરણ ધોઇને તે લીધાં પીધાં પ્રેમ શુરે. લોલ, ૫૦
કર જોડી કે મુનીરાય રીજીએરે. લોલ.
ભુલ્ય ચુક દોષ કોસ માફ કીજીએરે. લોલ. ૫૧
અવગુણને તે ગુણ કરી જાંણતારે. લોલ.
મોટા મંનમાં તે કશુ નથી આંણતારે. લોલ. ૫૨
દેવ રેહેવાને ચાહ પુરી વાસનેરે. લોલ.
રાખો શરણે નીવાસ આસ દાસનેરે. લોલ. ૫૩
સંગ શાથને કે મુની કહ્યું કીજીએરે. લોલ.
કરી ભક્ષને પંથ વાટ લીજીએરે. લોલ. ૫૪
ઘેર પહોચી ને એમ કુસળ કહાવજોરે. લોલ.
વળી બારે વરસે વેહેલા આવજોરે. લોલ. ૫૫
કરી બાંન પાંન દેવ રૂસીતો વળ્યારે. લોલ.
પાય લાગી મુનીને પંથે પળ્યારે. લોલ. ૫૬
વાટે ચાલતાં વીચાર કરે મંનમાંરે. લોલ.

રેહેજો નાથ સ્વરૂપ રૂપ મંનમાંરે. લોલ. ૫૭
કવી કહે કરી કેટલી કહુ કર્થારે. લોલ.
હુવાં આજ કાલ તો કસી બાકી નર્થારે. લોલ. ૫૮
કદી કલપીને નાંમ કોએ કહાડીયુંરે. લોલ.
ઉલટે ઉપના તે ઉલકંઠ પાડાયુંરે. લોલ. ૫૯

આગલ રેહેતા હતા ઝાંખરાંની જાળમાંરે.લોલ
હેવી પીઠ દીઠ આજ કળીકાળમાંરે. લોલ. ૬૦
પુરણ પારખ્યાં મે અહોમ શહોમ જાપછોરે. લોલ.
ખરૂ ખોળી જોતાંતો અઘડ આપછોરે. લોલ, ૬૧
ભકત ભાવ પુરવાને સંત કારણેરે. લોલ.
વળી એક બાણ નીકળ્યુંછે બારણે રે. લોલ. ૬૨
આવે લોક લાડતા ને વળી જાઅછેરે. લોલ.
કરે સ્નાન પાંન સંગ ગંગ નાહછે રે. રોલ. ૬૩
ગંગા ગોમતી ને જળ ઝરીના સંગમાંરે. લોલ.
ભજુ દેવ ડુગરીના પ્રસંગમાંરે. લોલ. ૬૪
કરે દાંન દુખ દોહલા તે પાંમસેરે. લોલ.
ધરમ અરથ મોક્ષ કાંમ લાભ પાંમસેરે. લોલ. ૬૫
ડેહરૂ દીપતુ ને ચોક ચાલ ઘાટછેરે. લોલ.
મારગ મોકળી ને પંથ બારેવાટછેરે. લોલ. ૬૬
ભકત ભાવે લેવા લાવ મંન લોભતારે લોલ.
આશપાશ બીજા દેવ બહુ શોભતારે લોલ. ૬૭

ડેહેરા બાર મધ ભાગે જઇ જણુનીરે લોલ.
જાબાલી રૂસીની મુરતી પાશાણુનીરે લોલ. ૬૮
ગણેશ અંબીકાને પાય પ્રથમ લાગીએરેલોલ.
રૂદ્દ સુધ થવા મન બુધ માગીએરે લોલ. ૬૯
બીજા દેવ દાસે શોભતા અસ્થાંનજીરે લોલ.
સ્વાંમી કારતીક સહીત હનમાનજીરે લોલ. ૬૧
ભૈરવનાથ સહુ સાથછે ડેહેરા મહારે લોલ.
કાકાબળીઆ બ...ના પણછે તહારે લોલ. ૭૧
નંદી કાચબો ને કાચબી ને પાવડીરે લોલ.
ગોખ જોખમાં બીરાજે અંબા માવડીરે લોલ. ૬૨
કામ ક્રોધ લોભ મોહને નીવારીએરે લોલ.
જઇને પુજા કરીએ તે જળાધારીએરે લોલ. ૭૩
દસ વીસ ને પચીસ મળી શાથીઆરે લોલ.
આવે લોક મળી થોક વતીપાતીઆરે લોલ. ૭૪
ફળ ફુલ પુસ્પ બોલી બીડી પાનનીરે લોલ.
પુજે પ્રેમથી દેહેદસા ભુલી માનનીરે લોલ. ૭૫
કાલાં ઘેલાં કાહાડે તે ભોળાને ગમેરે લોલ.
કીધા દીવા દસવીસ તીસ તે સમેરે લોલ. ૭૬
કપુર કાચલી કંકુને કેસર વાટતાંરે લોલ.
નવાં નીરનાં ભરેલાં શીફળ ફાટતાંરે લોલ. ૭૭
અંબર ઓપીએ ગુલાલ અબીલ ઉડતાંરે લોલ.
નાંમ રૂપ નાવ શાવ બાંહ બુડતાંરે લોલ. ૭૮

ઉમા અંગે નવશાત શણગારતારે લોલ.
કીધુ ધુપ દીપને નૈવેદ આરતીરે. લોલ. ૭૯
સંખ શબ્દ ઘંટ ઘોર શોર થાયછેરે. લોલ.
વળી માંનવી મળીને ગીતગાયછેરે, લોલ. ૮૦
બાંજુ મુખ મુકુસંન મુખ ગોખલેરે, લોલ.
તેને પ્રેમશુ વધાવુ પુસ્પ ચોખલેરે, લોલ. ૮૧
ઘણા સીવના પ્રશાદ આસ પાસ છેરે, લોલ.
વીસ્નુ તુળસીને પીપળામાં વાસ છેરે, લોલ. ૮૨
ચડે અહીઆંથી જળધાર જેટલારે, લોલ.
કાસી ગંગામાં જઈ મળે તેટલારે, લોલ. ૮૩
વહુ વારી વારાંણસીમાં જાયછેરે, લોલ
એમ કાસી ચરણોદક ચાહછેરે, લોલ. ૮૪
જળ ધારશુ કેદાર સહુને જાંણુછેરે, લોલ.
ખરા એરનાથ ભસ્મતણી ખાણ છેરે, લોલ. ૮૫
હજુ એમ જાંણીએ જે ચડતી થસેરે, લોલ.
સાવા નંદના પણ માહાદેવ બેસશેરે, લોલ. ૮૬
ધંન્ય જોગ જે બાલ્રી રૂસીની શાથીઓરે, લોલ.
બાળી બહુચરા ને સીધની સમાધીઓરે, લોલ. ૮૭
હેવા સીવ દેખતાંમાં દુખ વાંમીએરે, લોલ.
કહુ કેટલુ કરી ના પાર પામીએરે લોલ. ૮૮
ડોહોડી દેવડીના બારને કમાડછેરે લોલ.
થયું સેલ મહેલ મેડીઓ ને માડછેરે લોલ. ૮૯

કનક ટેકરીને આસપાસ ખાડીઓરે લોલ.
આંબા આંબલી ને બાગ બીજી વાડીઓરેલોલ. ૯૦
ભોળોનાથ શાથ વસો ઉલકાચળેરે લાલ.
બારે વરસે સઉ દેવતા આવી મળેરે લાલ. ૯૧.
થાય હોમ હવન જાગ જગન પાસછેરે લાલ.
કળજુગને વીસે તો કઈલાસ છેરે લાલ. ૯૨
શોભા શુકરૂ વખાણુ બંનબાગનીરે લાલ.
થયું ઠીક મટી બીક ચોર વાઘનીરે લાલ. ૯૩
બોલે કુકડા તે હુકડા નજીકમાંરે લાલ.
ઘોડ ઠગ બગ બાજ રહે બીકમાંરે લાલ. ૯૪
બોલે મોર મધુરા તે કળા અંગશુરે લાલ.
કરે પંખી કલોલ રોળ રંગશુરે લાલ. ૯૫
જે કોઇ આવશે આ વન તે સુખી થશેરે લાલ.
હુંતો જાણુછું જે હંસ આવતા હશેરે લાલ. ૯૬
ભગત ભાવે ગાય શુહ બાંહ બુડતીરે લાલ.
નૌબત ગરગડે ને ધરમ ધજા ઉડતીરે લાલ. ૯૭
પુરણ બ્રમ શીવ ઉલકંઠ રાખછેરે લાલ.
વેદ ભેદમાં ભણી નીગમ ગાયછેરે, લાલ. ૯૮
તેના દાખલા પુરાણુમાંના ફેરછેરે, લાલ.
મળે મઠમાંહ સદાવરેત શેરછેરે, લાલ. ૯૯
શોભા શોહલી જણાય શુ કહું ઘણીરે, લાલ.
જોઇ જાગ્યા આ જોગ શાધવા તણીરે લાલ. ૧૦૦

# જાહેરખબર.

આ નીચે લખેલાં ઔષધો એ, મારી પાસેટ સ્તી કીંમતે સરસ નમુનાનાં મળશે.

રૌપ્યભસ્મ, તામ્રભસ્મ, બંગભસ્મ, જસત મંડુરભસ્મ, મોતીભસ્મ, પ્રવાળભસ્મ, વસંતની જોગરાજગુગળ, કૈશોરગુગળ, સંખવટી, જ્વરાંકુ ઞ્નીરસ, અજીર્ણકંટક, આનંદભૈરવ, બાળાગોળ ળાગોળી, [illegible]ચૂર્ણ, શીતોપળા ચૂર્ણ, પ રાસ્ના [illegible] રોહડો, કસ્તુરી, અીઓન બત્રીશું ([illegible]ણું અથવા અષ્ટવર્ગ), ગ [illegible]બરાસ; અને કોઈનાઈન વિગેરે ઈંગ્રેજી [illegible] સર્વ મારી પાસેથી મળશે. માટે જેને જો મારી પાસેથી મગાવવી.

આ શિવાય દરેક પ્રકારના તાવ, ચાંદિ, [ પરમીઓ, ધાતુવિકાર ને નબળાઈ એ આદિ રો હોય, તેને પણ યોગ્ય ઘટતો ઠરાવ કરીને થોડ અંદર મટાડવામાં આવશે એજ—

લી૦ વૈદ્ય મયારામ વિ૦ સુંદરજી. } કુંડલા કાઠીયા